

# શ્રીગોકુલેશ પાઠશાળા

## વર્ષ ૨ અંક ૬

## આસો સુદ ૧૧, ૨૦૬૪

## શ્રીપાપાંકુશા એકાદશી વ્રત

શ્રીવલ્લભકુલભૂષણ સકલ શાસ્ત્ર શ્રુતિધાર,
વકતા કર્તા રક્ષક શિક્ષક ધર્મ સુચાર.
શ્રીસુરેશપ્રભુ એક જે શ્રીગોકુલ ઘરના ધણી,
રાખી સૃષ્ટિને નિજચરણે, ધરી સિદ્ધાંતની છડી.

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજે નવ-વિલાસ માણ્યો હશે. સાથેજ દશેરાને પણ ખાસા ઉત્સાહથી વધાવ્યો.

નવવિલાસ તે આસો સુદ ૧ થી આસો સુદ ૯ (ગુર્જરમાસ અનુસાર) નવ દિવસ-રાત્રિની નવરાત્રિ તરીકે પ્રસિદ્ધ છે. આ દિવસોમાં જન-સામાન્ય શક્તિ (દેવી)ની વિશેષ ઉપાસના કરે છે. આ દિવસો આપણા માર્ગમાં નવવિલાસ તરીકે પ્રસિદ્ધ છે. આ દિવસોમાં શ્રીગોપીજનોએ શ્રીઠાકોરજીના વિવિધ મનોરથો કરી, શ્રીઠાકોરજીને ઘણાં લાડ લડાવ્યા છે.

આસો સુદ ૧ના રોજ માટીનાં અલગ-અલગ વાસણોમાં-પાત્રોમાં જવ વાવવામાં આવે છે. તેમાંથી દરરોજ નવીન અંકુર ફૂટે છે. તે સાથે દરરોજ વ્રજભક્તો નવી સામગ્રી સિદ્ધ કરે છે અને શ્રીઠાકોરજીને અંગીકાર કરાવે છે. નવ-વિલાસના નવ દિવસ અને વિજ્યાદશમીનો એક દિવસ, એમ મળીને કુલ ૧૦ દિવસનાં આ ઉત્સવ છે. તેનો ભાવએ છે કે ભક્તો મુખ્યત્વે બે પ્રકારનાં છે - સગુણ અને નિર્ગુણ. સગુણના ત્રણ ભેદ છે - સાત્વિક, રાજસ અને તામસ. આ ત્રણે સગુણના પણ બીજા સાથેના મિશ્રણથી કુલ નવ ભેદ થાય; જેમકે સાત્વિક સાત્વિક, સાત્વિક રાજસ, સાત્વિક તામસ, વગેરે નવ સગુણ ભક્તો અને એક નિર્ગુણ ભક્ત મળીને દસ પ્રકારના ભક્તો, તેથી વ્રજનાં ભક્તોને દસ પ્રકારનાં યૂથોમાં વહેંચ્યાં છે.

બીજી રીતે વિચાર કરીએ તો શાસ્ત્રોમાં ભક્તિના નવ પ્રકાર બતાવ્યા છે. તે નવધાભક્તિ કહેવાય છે. તે મર્યાદાભક્તિનો પ્રકાર છે. પુષ્ટિમાં કેવળ પ્રેમલક્ષણા ભક્તિ જ છે. આ પ્રેમલક્ષણા ભક્તિ નવ અલૌકિક ભાવોથી યુક્ત છે. ૧.સ્નેહ, ૨.માન, ૩.પ્રેમ, ૪.પ્રણય, ૫.રાગ, ૬.અનુરાગ, ૭.શ્રુંગાર, ૮.ઉત્સાહ, ૯.નિષ્ઠા. પ્રેમલક્ષણા ભક્તિ આ નવ ભાવોથી પરિપૂર્ણ બને છે. તેથી વ્રજભક્તો નવ દિવસ પોતાની પ્રેમલક્ષણા ભક્તિના એક એક ભાવનો શ્રીઠાકોરજીને અંગીકાર કરાવે છે. તે ભાવથી નવ વિલાસ છે. એમ પણ

કહી શકાય કે જ્યારે આ નવ ભક્તિ-નવધાભક્તિ પોતાની ચરમએ પહોંચે, ત્યારે પ્રેમલક્ષણા ભક્તિનો સંચય થાય છે, જે આપના અંદર રહેલા સગુણોને દૂર કરી ને નિર્ગુણ થવા પ્રેરિત કરે છે.

જ્યારે દશેરાના દિવસે રાવણ, કુંભકરણ, મેઘનાથના પૂતળા દહન કરાય છે, ત્યારે આપણાં અંદર રહેલા આ દુર્ગુણોનો પણ સ્વાહા થાય, અને પ્રેમલક્ષણા ભક્તિ અંકુરીત થાય. બસ આજ હેતુ આપણે લઈએ છીએ.

હવે તો આપણા સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુએ કરેલ અથાઘ પરિશ્રમનો ફળ, એટલે *શ્રીમાલા-તિલકનો ઉત્સવ (શ્રીમાલા-તિલક સંરક્ષણ દિવસ)* આવી રહ્યો છે. તો ચાલો આપણે પણ આ ઉત્સવની તૈયારીમાં લાગી જઈએ.

શ્રીગોકુલનાથ બડે મહારાજ,

તિલક માલકી રાખી લાજ ।

દિલ્લીપતિકૌ પરચૌ દિયૌ,

ભક્ત મનોરથ પૂરણ કિયૌ ।

આપના મનમાં રહેલ માર્ગના પ્રશ્નોને આપ અમને આ email :- pathshala@email.com દ્વારા સંપર્ક કરી શકો છો.

ભાવત્ક

દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

।। શ્રીગોકુલેશો જયતિ ।।

ગુરુ શિક્ષા - ૧૨

# કૃષ્ણાની ઝંખના- ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

**શ્રીવલ્લભાધીશ અને શ્રીગોકુલેશમાં અભેદપણાનો ભાવઃ-**

જાતે થે તેરી બઝ્મમેં કદમ કહીં ઔર ખિચ ગયે

ખાકા જનહકા આદતન ક્યૂં કર બદલ ગયા.

બઝ્મ-મહેફીલ, ખાકા-નક્શો, જહન-માથું.

જે હૃદયમાં નક્શો હતો, કહેતા કહેતા ન જાને ક્યૂં બદલ ગયા. જય શ્રીકૃષ્ણ કહેતાં તો પણ કોઇ તકલીફ નહોતી, જય જય શ્રીગોકુલેશ કહેતા તો પણ કોઇ તકલીફ ન હોવી જોઇએ.

એ આપણા માનસનો કંઇક સૂક્ષ્મ અહંકાર છે. શ્રીગોકુલેશનો દિકરો છું, તેથી દેવકીનંદનની આગળ આવશે તો શ્રીગોકુલેશ તેમાં કોઇ સંદેહ નથી કેમકે જગતના વ્યવહારને આપણે સૌ સારી રીતે જાણીએ છીએ. આ સંતતિ શ્રીગોકુલેશ દાદાજીની જ છે, તેમાં કોઇ સંદેહ નથી. તેથી એક વાત ખ્યાલમાં રાખજો કે આપણા અહમના કંઇક સૂક્ષ્મ સંસ્કારો છે કે હોંસાતોંસીમાં કંઇક વખત જાય છે બાકી ત્રિલોકી નાથનો, જે અનંત કોટી બ્રહ્માંડનું સંચાલન કરે છે તે બ્રહ્માંડના નાયકને જગદીશ કહેવાય છે. જડ અને ચેતન બન્નેનો જે સ્વામી છે ચેષ્ટામાત્રથી જેની સચ્ચિદાનંદના વ્યવહાર માત્ર થાય છે એ સચ્ચિદાનંદનનું નામ જગદીશ છે. પણ જ્યાં સૂધીએ જગદીશપણાથી રહે છે ત્યાં સૂધી એને મર્યાદા પુરુષોત્તમ કહેવામાં આવે છે. અને જે દિવસે એના ત્રિલોકીના રાજ્યને છોડીને જ્યારે નાનકડા શ્રીમદ્ ગોકુલના રાજ્યને ગ્રહણ કરી લે છે તે દિવસે તે પુષ્ટિ પુરુષોત્તમ કહેવાય છે. અને આ વાતનું વધારે સ્પષ્ટીકરણ જોવું હોય તો શ્રીહરિરાયચરણની શ્રીયમુનાષ્ટકની વિવૃત્તિમાં જોઇ લેજો. શ્રીહરિરાયચરણ આજ્ઞા કરે છે કે શ્રીપ્રભુને પોતાની ક્રિડા કરવા માટે એનું અષ્ટ વિધ ઐશ્વર્ય, જે અષ્ટવિધ એનું સામર્થ્ય બધું શ્રીયમુનાજીને સોંપવું પડ્યું. તમેં બધું આ સામર્થ્ય રાખો નહીં હો તો મારાથી આ પુષ્ટિ ક્રિડાઓ નહીં

થાય. એથી મારી અંતઃકરણની તમને સૌને વિનંતી છે કે શ્રીગોકુલેશ કે શ્રીકૃષ્ણનો ફરક જોવાનું ભૂલી જાવ. શ્રીગોકુલેશ એજ શ્રીકૃષ્ણ છે અને શ્રીકૃષ્ણ એજ શ્રીગોકુલેશ છે.

યદી શ્રીગોકુલાધીશો ધૃતઃ સર્વાત્મના હૃદિ

તતઃ કિમ પરં બ્રુહિ , લૌકિકે વૈદિકેરપિ

(ચતુઃશ્લોકી)

હું પણ શ્રીમહાપ્રભુજીના શબ્દોને સદૈન્યથી પૂછું છું, આદર સહિત પૂછું છું, હૃદયના નિર્મળ ભાવ સહિત પૂછું છું.

તતઃ કિમ ... પરં બ્રૂહિ

ત્યાં શ્રીમહાપ્રભુજીએ પ્રશ્નાર્થ ચિન્હ મૂક્યું છે. હું પણ તમને એજ પૂછવા માંગુ છું કે શ્રીગોકુલેશ મુખથી નીકળ્યો, તે તમારા અને મારા સૌભાગ્યનો વિસ્ફોટ છે. હું શ્રીગોકુલેશનો છું, તેથી મને શ્રીગોકુલેશ પ્રિય છે. કારણ પુષ્ટિ પુરુષોત્તમની લીલા તો શ્રીમદ્ ગોકુલમાં થઇ, અને જે શ્રીગોકુલનો ઈશ છે, તે મારો શ્રીગોકુલેશ. તેનાથી શ્રીકૃષ્ણ કંઇ અલગ થઇ નથી જતાં. કારણકે જે શ્રીકૃષ્ણને શ્રીગોકુલમાં લીલા કરવાનું મન થયું, તે શ્રીકૃષ્ણ શ્રીગોકુલનો છે, અને એ શ્રીગોકુલના ઈશને આપણે શ્રીગોકુલેશ કહીએ છીએ. આપણે સર્વે શ્રીમહાપ્રભુજીના સેવકો છીએ, અને શ્રીમહાપ્રભુજીના માર્ગના જે દ્વાર ભેદ છે, તેમાં હું શ્રીચતુર્થ દ્વાર શ્રીગોકુલેશના ઘરનો સેવક છું. આપણે જે આદર કોઇ અન્ય ઘરના વૈષ્ણવોને આપી રહ્યાં છીએ, તેજ આદરની અપેક્ષા આપણે અન્ય ઘરના સેવકો દ્વારા આપણા માટે ઈચ્છીએ તેમાં કંઇ પણ ખોટું નથી. મૂળ રીતે જૈ જૈ શ્રીગોકુલેશ અને જય શ્રીકૃષ્ણમાં કોઇ અન્તર નથી. જે વૈષ્ણવ સંપ્રદાયમાં જે શ્રીકૃષ્ણની જયકાર કરી જઇ રહી છે, જે શ્રીકૃષ્ણનો જયઘોષ કરી રહી છે, તે વાસ્તવમાં શ્રીગોકુલેશજ છે. કેમકે જ્યારે એ શ્રીગોકુલેશે જગદીશથી હટીને એક નાની ગોકુલનો ઈશ હોવાનું પસંદ કર્યુ, તે વખતે પુષ્ટિ પુરુષોત્તમ બન્યો. જગદીશના અર્થમાં પણ તે શ્રીકૃષ્ણ છે, પણ તે જગદીશના અર્થમાં શ્રીકૃષ્ણ આપણો ઉપાસ્ય નથી, તે મર્યાદામાર્ગીયના ઉપાસ્ય ભલે હોય, આપણે તેની

ઉપાસના નથી કરતાં, અમે અમારા શ્રીકૃષ્ણની તે આધાર પરની ઉપાસના નથી કરતા. જ્યારે આપણે શ્રીગોકુલેશ કહીએ છીએ, અથવાતો શ્રીકૃષ્ણ કહીએ, તે અમારા શ્રીચતુર્થ ઘરમાં તે શ્રીકૃષ્ણને શ્રીગોકુલેશથી સંબોધન કરી રહ્યાં છીએ, તેથી બન્નેમાં ક્યાં આપત્તી છે. શ્રીકૃષ્ણનો અર્થજ શ્રીગોકુલેશ છે. અમારી પરંપરામાં અમે શ્રીગોકુલેશ કહીએ છીએ, અને અન્યની પરંપરામાં શ્રીકૃષ્ણ કહો છો. તમારા જય શ્રીકૃષ્ણનો પ્રતિઉત્તર હુ ભગવદ્ સ્મરણમાં જૈ જૈ શ્રીગોકુલેશથી જ આપી રહ્યો છું. અને ગોકુલેશ અને કૃષ્ણમાં તમે ભેદ કેમ જોઇ રહ્યાં છો ? પણ જો મને ભેદ હોત તો હું તમારા જય શ્રીકૃષ્ણનો પ્રત્તિઉત્તર જ ન આપું.

શ્રીકૃષ્ણ અને શ્રીગોકુલેશમાં જે દિવસે તમારા અહમની સૂક્ષ્મ રેખાને ખેંચી દેશો, તે દિવસે એ લક્ષ્મણ રેખા આપણને આસુરીપણાના રાવણથી હરણ કરતાં આપણા હ્રદયમાં સીતાને નહીં બચાવી શકે એટલું ધ્યાન રાખજો. એટલે એવી અહંની સૂક્ષ્મ રેખા ન ખેંચો.

એક પ્રસંગ મને યાદ આવે છે, આજથી લગભગ ૨૫ વર્ષ પહેલાં, જ્યારે હું મેઘરજમાં ગયો હતો, ત્યારે લગભગ પંડાલમાં ૧૦૦૦થી વધારે સેવક-વૈષ્ણવો હતાં. ત્યાં મને એક વૈષ્ણવે પૂછ્યું કે આપણે જૈ જૈ શ્રીગોકુલેશ ભગવદ્ સ્મરણ કેમ કરીએ છીએ, આપણે જય શ્રીકૃષ્ણ કેમ નથી કહેતાં ? મેં તેમને સામે પ્રશ્ન કર્યો કે ભાઇ, સમજી લ્યો કે તમારા પિતાનું નામ શંકરલાલ છે, તો તમારા પિતાનું નામ તમારી આગળ શંકરલાલની જગ્યાએ ભોલેનાથ લખીએ તો શું તે ચાલશે ? થોડી વાર તે ભાઇ વિચાર કરતા રહ્યાં, અને પછી પોતેજ બોલ્યા કે એવું કેમ બની શકે ? મારા પિતાનું નામ કેમ બદલાય ? ત્યારે મેં કહ્યું કે એજ તો હું કહેવા માંગું છું. શંકરલાલ અને ભોલેનાથના અર્થમાં કોઇ ભેદ નથી. શંકરનુંજ બીજું નામ ભોલેનાથ છે. બન્નેનો અર્થ એકજ છે. પણ તમે શંકરલાલ ને બદલે ભોલેનાથ લખવા નથી માંગતા. તો પછી જૈ જૈ શ્રીગોકુલેશને બદલે જય શ્રીકૃષ્ણ કેમ કહેવા માંગો છો ? તમારી ઓળખ કઇ છે ? આપણી ઓળખ શ્રીગોકુલેશથી જ છે. શ્રીકૃષ્ણ અને શ્રીગોકુલેશમાં કોઇ ભેદ નથી. અમારા પિતાનું નામ શ્રીગોકુલેશ છે, તો પછી અમને તે નામ લેવામાં શું આપત્તિ હોઇ શકે ? અન્યના મનમાં આવી સંકીર્ણતા કેમ છે ? અમે શ્રીકૃષ્ણના નામને ખૂબજ પૂજ્યભાવથી સ્વીકારી રહ્યાં છીએ, તો તમને શ્રીગોકુલેશનું નામ

સ્વીકરવામાં આપત્તિ કેમ છે ? અગર કોઈ ઘરની પરંપરા એવી છે તો છે. તેમાં કેમ કોઈએ આપત્તિ કેમ થાય છે ? બન્ને તો એકજ છે. પણ અમારા ઘરની પરંપરામાં અમે ભગવદ્ સ્મરણ જૈ જૈ શ્રીગોકુલેશ કહીએ છીએ, અન્ય ઘરની પરંપરામાં ભલે જય શ્રીકૃષ્ણ હોય. તેમાં આપત્તિ શેની ?

આ સવાલ જવાબરૂપી *શ્રીવલ્લભાધીશકી જય* કે *શ્રીગોકુલનાથકી જય*, છે, તે મને બહું પીડા આપે છે. કારણ, બન્ને જયમાં એકજ સ્વામીનો જયકાર છે. હું તમને બધાને સદૈવ શ્રીવલ્લભાષ્ટકની અંતિમ પંક્તિ યાદ અપાવવા માંગું છું.

ત્વાં શ્રી શ્રી વલ્લભે મેં, નિખિલ બુધ જના

ગોકુલેશં ભજન્તે ....... ....... ....... ..

ત્વાં શ્રી શ્રી વલ્લભ (હે વલ્લભ) સંપૂર્ણ શોભાયુક્ત (તમારા સંપૂર્ણ શોભા સાથે) નિખિલ બુધ જના (બ–ધજના એટલે દૈવી જીવો) ગોકુલેશં ભજન્તે...શ્રીગુંસાઈજી બાવા તમને સંબોધન આપી રહ્યાં છે તમારું નામ બોલી રહ્યા છે, તમે કૌન છો, બધા એટલે શ્રીગોકુલેશની જયમાં કોની જય આવી અને શ્રીવલ્લભની જયમાં કોની જય આવી તે બતાવો મને, બન્નેમાં જો ફેર હોય તો શ્રીગુસાંઈજીબાવાના વલ્લભાષ્ટકમાંથી એ કાઢી નાંખો, જો તમારું સામર્થ્ય હોય તો કાઢો, કારણ બીજા કોઈનું તો સામર્થ્ય નથી.

ત્વાં શ્રી શ્રી વલ્લભે મેં, નિખિલ બુધ જના

ગોકુલેશં ભજન્તે ....... ....... ....... ..

**..શ્રીકૃષ્ણજ મારી ઝંખના છે, માંથી સાભાર..**

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# કયા માર્ગની ઉત્તમતા ?

## ભક્તિહંસ આધારીત લેખ-૪

..ગતાંકથી આગળ

**શિષ્ય** :- ગુરુદેવ! આપશ્રીએ આગળ આજ્ઞા કરી એમ કે ઉપાસનામાર્ગ તથા ભક્તિમાર્ગનો ભેદ તો સમજવામાં આવ્યો, પણ તેમાં એવી શંકા થાય છે કે શ્રવણાદિક નવધાભક્તિના નવપ્રકારની ભક્તિમાં ત્રીજી ભક્તિ સ્મરણ તથા પાંચમી ભક્તિ અર્ચન છે, એની એજ ઉપાસનામાર્ગમાં પણ મંત્ર દ્વારા સ્મરણ તથા મૂર્તિ દ્વારા અર્ચન થતું હોવાથી વિદ્યમાન છે છતાં, તેને ભક્તિમાર્ગીયપણું કેમ નહીં ?

**ગુરુદેવ**:- વાત તારી સાચી. શ્રવણાદિક નવધાભકતિના નવપ્રકારની ભક્તિ પણ અધિકારી ભેદે કર્મમાર્ગીય, ઉપાસનામાર્ગીય, જ્ઞાનમાર્ગીય અને ભક્તિમાર્ગીય, એવા ભેદથી અનેક પ્રકારની છે. જેમકે શ્રીમદ્ભાગવત, વિષ્ણુસહસ્રનામ વગેરેના શ્રવણ અને કીર્તન કરવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ સિદ્ધ થવાનું લખેલું છે, તેમાં ધર્મ, અર્થ, અને કામને માટે તેનું શ્રવણાદિક કરવામાં આવે તો તે ભક્તિ કર્મમાર્ગીય જ છે. શ્રવણાદિક વડે ચિત્ત શુદ્ધ થવાથી જ્ઞાનનો ઉદય થશે અને તે જ્ઞાનથી મોક્ષ થશે, એમ સમજીને જે શ્રવણાદિક કરાય છે તે જ્ઞાનમાર્ગીય છે. અને કેવળ આજીવિકાનેજ માટે કરાતું શ્રવણાદિક ખેડની માફક લૌકિક જ છે. નારદ પંચરાત્રમાં કહેલ દીક્ષાપૂર્વક પોતાનું કર્તવ્ય જાણીને જ શ્રવણાદિક કરે છે તે ઉપાસનામાર્ગીય છે. ભક્તિમાર્ગીય ભક્ત વડે ભક્તિ સંપ્રદાયની દીક્ષાપૂર્વક મોક્ષના સાધનપણાથી કરાયેલી શ્રવણાદિક ભક્તિ પ્રાવાહિકી છે. શાસ્ત્ર શ્રવણાદિક નવપ્રકારની ભક્તિ છે તે પ્રેમાત્મક ભક્તિનું સાધન છે એમ સમજીને જે શ્રવણાદિક કરવામાં આવે છે તે મર્યાદાભક્તિનું સ્વરૂપ છે, અને ભગવાનમાં સ્નેહની ઉત્પત્તિ થયા પછી વ્યસનરૂપે સ્વતંત્ર પુરુષાર્થરૂપ સમજીને કરાતી શ્રવણાદિક ભક્તિ પુષ્ટિભક્તિ છે.

કર્મની પૂર્તિ કરવા માટે જે વિષ્ણુ સ્મરણાદિ કરાય છે તે કર્મમાર્ગીય છે, જેમકે,

यस्य स्मृत्या च नामोक्त्या तपोयज्ञक्रियादिषु ।

न्यूनं संपूर्णतां याति यद्यो वन्दे तमच्युत्तम ।।

प्रमादात् कुर्यतां कर्म प्रच्यवत्यध्वरेषु यत् ।

श्मरणादेव तद्विष्णोः संपूर्ण स्यादिति श्रुतिः ।।

मन्त्रहीनं क्रियाहीनं भक्तिहीनं जनार्दन! ।

यत् कृतं तु मय देव! परिपूर्ण तदस्तु मे ।।

**અર્થ** :- જેનું સ્મરણ અને નામોચ્ચરણ કર્યાથી તપ, યજ્ઞ અને ક્રિયાદિકમાં રહેલી ન્યૂનતા સંપૂર્ણ થાય છે. કર્મ કરતાં યજ્ઞમાં જે ભૂલથી રહી ગયું હોય તે વિષ્ણુના સ્મરણથી જ સંપૂર્ણ થાય છે એમ વેદમાં કહ્યું છે. મંત્રહીન, ક્રિયાહીન, કે ભક્તિહીન જે મારાથી કર્મ થયું હોય તે હે જનાર્દન પરિપૂર્ણ થાઓ. આ શ્લોકોમાં બતાવ્યા પ્રમાણે કર્મપૂર્ત્યર્થ કરાતાં સ્મરણાદિક કર્મમાર્ગીય છે.

ચિત્તની શુદ્ધિ થવા માટે સન્યાસ આશ્રમમાં જ્ઞાનનો ઉદય થવા માટે જે શ્રવણાદિક કરાય છે તે જ્ઞાનમાર્ગીય છે કેમકે શ્રીમદ્ ભાગવત ૧૧.૧૪.૧૬

यथा यथाऽऽत्मा परिमृज्यतेऽसौ मत्पुण्यगाथाश्रवणाभिधानैः ।।

तथा तथा पश्यति यस्तु सूक्ष्मं चक्षुर्यथैवाञ्जनसंप्रयुक्तम् ।। १६ ।।

**અર્થ** :- જેમ જેમ પુણ્યરૂપ મારી કથાનું શ્રવણ તથા ઉચ્ચારણ કરવાથી અંતઃકરણથી શુદ્ધ થતું જાય છે તેમ તેમ તે પુરુષ શૂક્ષ્મ વસ્તુને દેખે છે. જેમ દોષ યુક્ત નેત્ર માટે અંજન આંજવાથી તે નેત્ર અતિસૂક્ષ્મ પદાર્થને પણ દેખે છે, તેમ ભગવત્કથાના શ્રવણાદિકથી અંતઃકરણ શુદ્ધ થયે મનુષ્યને જ્ઞાન પ્રાપ્ત થાય છે. આવું શ્રવણાદિક જ્ઞાનમાર્ગીય છે.

સાક્ષાત્ મોક્ષના સાધન રૂપે શાસ્ત્રમાં શ્રવણાદિક કરવા કહેલું છે તેથી તાંત્રિક દીક્ષાપૂર્વક જે શ્રવણાદિક કરાય છે તે ઉપાસનામાર્ગીય છે તેમાં સર્વત્ર ભગવદ્ભાવ હોતો નથી પરંતુ કેવલ મૂર્તિમાંજ હોય છે. જેમકે શ્રીમદ્ ભાગવત ૧૧.૨.૪૭

आचार्यामेव हरये पूजां यः श्रद्धयेहते ।

न तद्भक्तेषु चान्येषु स भक्तिः प्राकृतः स्मृतः ।। ४७ ।।

**અર્થ** :- ભગવાનની મૂર્તિમાંજ શ્રદ્ધા વડે જે પૂજા કરે છે અને અન્યમાં તેમજ ભગવાનના ભક્તોમાં કરતો નથી તે ભક્ત પ્રાકૃત કહેલો છે.

ભક્તિ સંપ્રદાયની દીક્ષાપૂર્વક શ્રવણાદિકને મોક્ષનું સાધન સમજીને જે શ્રવણાદિક કરાય છે તે પ્રાવાહિકભક્તિમાર્ગીય છે જેમકે શ્રીમદ્ ભાગવત સ્કંધ ૩, અધ્યાય ૨૫.

न युज्यमानया भक्त्या भगवत्यखिलात्मनि ।

सदृशोऽस्ति शिवः पन्था योगिनां ब्रह्मसिद्धये ।।

**અર્થ** :- સર્વના આત્મારૂપ ભગવાનમાં જોડાયેલી ભક્તિની સદૃશ બીજો કલ્યાણકારક માર્ગ યોગીઓને માટે બ્રહ્મ પ્રાપ્તિનો નથી, એ પ્રમાણે ઉપક્રમ કરીને સત્પુરુષોનાં લક્ષણ તથા સત્પુરુષોનો સંગ કરવાનું કહીને સત્સંગનું ફલ બતાવે છે.

सतां प्रसङ्गान्मम वीर्यसंविदो भवन्ति हृत्कर्णरसायनाः कथाः ।

तज्जोपणादाश्वपवर्गवर्त्मनि श्रद्धा रतिर्भक्तिरनुक्रमिष्यति ।।

**અર્થ** :- સત્પુરુષોના સંગથી મારા ચરિત્રોની બોધક એવી કથા હૃદય તથા કાનને પ્રિય લાગવા માંડે છે. અને તેના સેવનથી મોક્ષના માર્ગરૂપ ભગવાનમાં શીઘ્રજ પ્રીતિ અને ભક્તિ આ અનુક્રમે થાય છે.

આમાં મોક્ષના માર્ગમાં શ્રદ્ધા વગેરે થવાનું લખ્યું છે તેથી તેવા શ્રવણાદિકનું પ્રાવાહિક ભક્તિમાર્ગીયપણું સમજવું.

શ્રવણાદિક કરવાથી પ્રેમાત્મક ભક્તિ થશે એમ સમજીને શ્રવણાદિક કરાય છે તે શ્રવણાદિક મર્યાદાભક્તિમાર્ગીય છે. જેમકે શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૧ અધ્યાય ૧૯, શ્રદ્ધાઽમૃતકથાયાં મે ત્યાંથી પ્રારંભીને કહેલ છે -

एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् ।

मयि संजायते भक्तिः कोऽन्योऽर्थोऽस्यावशिष्यते ।।

*નોંધ :- શ્રવણાદિક એટલે શ્રવણ, મનન, ચિંતન,...વગેરે.*

(...ક્રમશ:)

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

<u>ગુરુદેવ</u> :- ગયાં વખતે તે જે પ્રશ્ન કર્યો હતો હવેલી વિશે. ચાલ, આજે આપણે હવેલી વિષે સમજણ મેળવીએ. થોડા સમય પહેલાં એક સત્સંગમાં ચર્ચા ચાલી. વિષય હતો કે પુષ્ટિમાર્ગમાં શું યોગ્ય છે? **હવેલી સેવા કે ગૃહ સેવા?** ઘણાં પ્રતિભાવો પ્રગટ થયા. અમુક ના મત એવા આવ્યા કે હવેલી (આજકાલની કહેવાતી પુષ્ટિમાર્ગીય સંસ્થા)ને યોગ્ય કહે છે, તો અમુક જે શ્રીમહાપ્રભુજીની વાણીને જાણકાર હતાં તેમને કેવળ ગૃહ સેવાનેજ યોગ્ય કહ્યું. પણ બન્ને વાદીને પોતાનોજ મત યોગ્ય લાગતો હતો. પણ શું સાચો માર્ગ કયો? પણ સાચું કહું ને તો મને આ ચર્ચામાં ઘણો આનંદ થયો, કારણકે કોઇ તો એવા જીવો છે જેમને આ માર્ગ માટે ચિંતા તો છે. અને ખરેખર આપણે સૌને ચિંતા તો રહેવીજ જોઇએ.

તો હવે હવેલીને જાણીએ. આ વિષયપર શ્રીગુરુજનોની અનુમતિ, એવં આશિર્વાદ ગ્રહણ કરી, ચર્ચાના વિભિન્ન પાસાઓને ધ્યાનમાં રાખીને હું નિર્દેશ કરું છું, જેને હું આપ સૌનું ધ્યાનાકર્ષણ કરવાં માંગુ છું. ધ્યાનાકર્ષણ કરવાં માંગુ છુ - કહેવાનો તાત્પર્ય એ છે કે આજકાલ જન સામાન્યમાં ઘણાં મતો પ્રવર્તિત થઇ ચૂક્યા છે, અને યેન-કેન પ્રકારે સૌ પોતાના મતને યોગ્ય અને સિદ્ધાંત સમ્મત માની સ્વ-અધિકરણ (સ્વાપ્નિક-કાલ્પનિક સામ્રાજ્ય)ને પરિપુષ્ટ કરે છે. *તેથી હું, સ્વયંનો નહીં પણ શુદ્ધપુષ્ટિભક્તિમાર્ગ પ્રવર્તક શ્રીમહાપ્રભુ શ્રીમદ્વલ્લભાચાર્યચરણાત્મજ, શ્રીમાલા-તિલક સંરક્ષક ચતુર્થકુમાર શ્રીગોકુલનાથ પ્રભુચરણનાં વંશજના રૂપમાં, વેદ-શાસ્ત્રના એક વિદ્યાર્થીના રૂપમાં, ભારતની મૂળ વૈદિક સંસ્કૃતિના પ્રબળ ઉપાસકના રૂપમાં તથા સર્વોપરિ પુષ્ટિમાર્ગના એક સેવક-વૈષ્ણવના રૂપમાં, આજ પ્રવર્તક આચાર્ય-મહાનુભાવોના સિદ્ધાંતોને માની, આજ શ્રીગુરુજનોના અધિકરણને પરિપુષ્ટ કરી કરી રહ્યો છું.*

આપણે જે ચર્ચા થઇ તેમાં અમુક શબ્દોના અર્થ સાથે આ વિષયને સમજીશું. સર્વ પ્રથમ **સ્વધર્મતઃ** પદ સાથે ચર્ચા થઇ. તો આ સંદર્ભમાં મારું પહેલું ધ્યાનાકર્ષણ આ છે કે શ્રીમહાપ્રભુ ઉક્ત આ પદના તાત્પર્યના પૂર્વાચાર્યોને ઉભયથા અર્થ-ઘટન કર્યું છે. અમુક આચાર્ય-મહાનુભાવોએ **સ્વધર્મતઃ** પદને **વર્ણાશ્રમધર્મ** અને અમુક આચાર્ય-મહાનુભાવોએ **આત્મધર્મ**ના અર્થમાં પ્રયોગ કરી રહ્યા છે. શ્રીગોકુલનાથ પ્રભુચરણને, જે શ્રીમહાપ્રભુજી તથા શ્રીગુસાંઇજીના બાદ માર્ગના સૂત્રધાર માનવામાં આવે છે, જેમને **સ્વધર્મ** પદને આત્મધર્મ પરક અર્થ ઘટન કર્યું છે. શ્રીદાદાજીની વાણીના દર્શન કરવા પર આ વિષયને સ્પષ્ટરૂપે દૃષ્ટિગોચર થઇ જાય છે, કે આપશ્રી પુષ્ટિજીવોમાં એક પ્રકારની વિશેષ યોગ્યતા બતાવે છે. પુષ્ટિજીવોમાં આ યોગ્યતા વરણના કારણે આવી છે. આવીજ યોગ્યતાને કારણે આવા દૈવી જીવો અન્ય જીવોથી ભિન્ન છે, અનુગ્રહપાત્ર-કૃપાપાત્ર હોય છે. શ્રીદાદાજીના અનેક વ્યાખ્યાનોમાં જ્યાં જ્યાં **સ્વધર્મ** વગેરે પદોની વાત આવે ત્યારે અનુક્તરૂપે **આત્મધર્મપરક** અર્થ જ ગ્રહણ થઇ જાય છે. અહીં શ્રીદાદાજીનો સ્વધર્મ એટલે કે આત્મધર્મનો અભિપ્રાય એ છે કે વર્ણાશ્રમ ધર્મોને પોતાની સાધનાવસ્થામાં પાલન કરતાં

કરતાં પુષ્ટિરૂપા ફલાવસ્થામાં પ્રવેશ કરે છે. અને આવી ફલાવસ્થામાં વર્ણાશ્રમ ધર્મ સ્વયંજ શિથિલ થઇ જાય છે. શ્રીમહાપ્રભુજી નિબંધમાં આજ્ઞા કરે છે કે

अथापि धर्ममार्गेण स्थित्वा कृष्णं भजेत्सदा ।।

श्रीभागवतमार्गेण स कथञ्चित्तरिष्यति ।।

(त.दी.नि.२/२१५)

અર્થ :- એમ કહેવાય છે કે દેશ-કાલ-દ્રવ્ય-મન્ત્ર-કર્તા-કર્મ, આ છ દ્વારા ધર્મ સિદ્ધ થાય છે, પણ આ કલિકાલમાં તો આ છ તો મળવા રહ્યાં, છતાં, જેને ધર્મના માર્ગ પર ચાલવું હોય તો શ્રીભાગવતાનુસાર શ્રીકૃષ્ણને સદા ભજવું તે પ્રભુની કૃપા દ્વારા તરી જશે.

હવે આ શ્લોકના સંદર્ભમાં શ્રીમહાપ્રભુજી સ્વકૃત વ્યાખ્યા પ્રકાશમાં આજ્ઞા કરે છે કે *पाष्डमतस्वीकारम् अकृत्वा* ***यथाशक्त्यग्निहोत्रादिकं कुर्वन्*** *सदा कृष्णं भजन् भवति भगवदुक्तेनैव प्रकारेण ततो मुख्यधर्माभावात् न फलं, भगवद्भजनाच्च न पातः, किन्तु* ***कथञ्चिद् कलिं तरिष्यति*** *कलिदोषाभिभूतो न भविष्यति इति अर्थः।।*

જો સમજ કે ***यथाशक्त्यग्निहोत्रादिकं कुर्वन्*** વગેરે પદ સ્વધર્મ એટલે વર્ણાશ્રમધર્મનો જ બોધ કરાવે છે. આ બધું કહેવાનો તાત્પર્ય એજ છે કે શ્રીદાદાજી સ્વધર્મને વર્ણાશ્રમધર્મના રૂપમાં બોધ કરાવા માંગે છે. જુઓ, વધું એક સંદર્ભ, જ્યાં સ્વધર્મ તે વર્ણાશ્રમધર્મ છે.

स्वधर्माचरणं शक्त्या विधर्मात् च निवर्तनम् ।

इन्द्रियाश्वविनिग्राहः सर्वथा न त्यजेत् त्रयम् ।।

(त.दी.नि.२/२३८)

**અર્થ** :- પોતાની શક્તિના અનુરૂપ શાસ્ત્રોક્ત **વર્ણાશ્રમ** વગેરે ધર્મનો અનુષ્ઠાન કરવું, તેનો લોપ ન કરવો. શાસ્ત્ર વિરુદ્ધ કર્મથી સર્વથા બચવુ. તેમજ પાંચ કર્મેન્દ્રિય, પાંચ

જ્ઞાનેન્દ્રિય અને અંત:કરણ, એમ કુલ ૧૧ અશ્વરૂપ છે. જો આમને લગામ હાથમાં ન રાખે તો જીવાત્મા ભટકી જાય છે. તેથી આમનો ત્યાગ કરવો.

હવે ઘણાં એવું કહેતા હોય છે કે સ્વધર્મ - વર્ણાશ્રમધર્મની જરૂરીયાત શું ? તો તેનો જવાબ આપણને શ્રીમહાપ્રભુજીની વાણી દ્વારા પ્રાપ્ત થાય છે. શ્રીમહાપ્રભુજી સ્પષ્ટરૂપે સ્વધર્મ આચરણની અનિવાર્યતા બતાવી રહ્યાં છે. આજ શ્લોકના સંદર્ભમાં શ્રીમહાપ્રભુજી સ્વકૃત વ્યાખ્યા પ્રકાશમાં આજ્ઞા કરે છે કે ***स्वधर्माः अग्निहोत्रादयः***. *विधर्माः निषिद्धाः. न अत्र शक्त्या इति, सर्वथा निषिद्धं न कर्तव्यम्. इन्द्रियाण्येव अश्वाः. एतन् निग्रहः इष्ठदेशप्रापकः एतत् त्रयं क्रीडार्थमपि न त्यजेत् ।।*

***स्वधर्माः अग्निहोत्रादयः*** દ્વારા શ્રીમહાપ્રભુજીએ સ્વધર્મને વર્ણાશ્રમધર્મને અનિવાર્ય કરવું તે આજ્ઞા કરે છે. આપણા માર્ગનાં એક વિદ્વાન આચાર્ય શ્રીપુરુષોત્તમજી પણ સ્વકૃત વ્યાખ્યા આવરણભંગમાં આજ્ઞા કરે છે કે ***स्वधर्मान् व्याकुर्वन्ति अग्निहोत्रादय*** *इति।*

સ્પષ્ટ રીતે આપણે જોઇ શકીએ છીએ કે શ્રીમહાપ્રભુજી, શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણ, શ્રીપુરુષોત્તમજી, વગેરે મહાનુભાવ આચાર્યોનો સ્પષ્ટ અભિગમ તો સ્વધર્મને વર્ણાશ્રમ ધર્મના રૂપે અર્થ ઘટન કરવાનો છે.

**શિષ્ય** :- ગુરુદેવ ! મનમાં એક પ્રશ્ન થાય છે કે આપણે તો હવેલી વિષે જાણવાના હતાં, તો પછી આ સ્વધર્મ જે વર્ણાશ્રમ ધર્મ છે તેની સમજણ કેમ ? આપ કૃપા કરી મને જણાવશો.

**ગુરુદેવ** :- હું એજ વિચારતો હતો કે તને મનમાં આવું થતું હશે કે આપણે હવેલી વિશે જાણવા માંગીએ છીએ, તો પછી આપણે આ વિષય કેમ ? એનું કારણ એ છે કે આપણે જ્યારે આ હવેલીના વિષય પર આગળ વધીએ, એ પહેલાં આપણે પૂર્વભુમિકા પણ સમજી લેવી જરૂરી છે. જેમકે એક સેવક તરીકે આપણે આ માર્ગમાં દીક્ષિત થયાં, તો આપણું કર્તવ્ય શું ? આપણે આ માર્ગમાં શું આવી ગયા, તો હવે શું કરવું ? એવા પ્રશ્નો માટે આપણે એક આધાર સ્પષ્ટ કરી લઇએ. જેથી આ વિષયને સરલતાથી સમજી શકાય. તેથી આપણે

વિષયના મૂળથી શરૂઆત કરીએ અને પછી મુલ વિષય પર પહોંચીશું. શ્રીમહાપ્રભુજી આપણને સ્વધર્મ પદથી વર્ણાશ્રમ ધર્મ ને પણ પાળવા માટે આજ્ઞા કરે છે. તેવી આજ્ઞા શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુ પણ કરે છે, અને શ્રીપુરુષોત્તમજી પણ આજ આજ્ઞા કરે છે.

આ પ્રકારે વિસ્તારથી વિષયનું વિવેચન કરી રહ્યો છું. જેથી આપણે સ્પષ્ટ રીતે સમજી શકીએ કે સ્વધર્મ તે વર્ષાશ્રમ ધર્મ છે.

(...ક્રમશ:)

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## ।। મંગલાચરણ ।।

(ક્ષમા :- અમે ગયા અંકમાં મંગલાચરણનો લેખ અમુક કારણસર આપી શક્યા ન હતાં, તે બદલ આપ ની ક્ષમા યાંચીએ છીએ. પણ હવે તે નિયમિત રીતે મળતું રહે તેવો અમારો અથાક પ્રયાસ રહેશે. )

..ગતાંકથી આગળ

ચિંતા - ચિત્તા

જેમ ચિત્તા - જીવતા જાગતા દેહને બાળે છે તેમ ચિંતા જીવના અંત:કરણને બાળે છે. અને તે ધીરે ધીરે આપણા શરીરને ખલાસ કરે છે.

શ્રીમહાપ્રભુજીએ ષોડશગ્રંથોમાં ના નવરત્ન, અંત:કરણપ્રબોધ અને વિવેકધૈર્યાશ્રય, આ ત્રણ ગ્રંથોમાં મૂળભૂત રીતે તો ચિંતા અને ઉદ્વેગ ઉપર કાબુ કેમ મેળવવો તેના જ ઉપાય ઉપદેશવામાં આવ્યા છે.

આપણા શરીરની અંદર *મન, ચિત્ત, અહંકાર અને બુદ્ધિ* નામની ચાર સૂક્ષ્મ ઈન્દ્રિયો રહેલી છે. તેના સમૂહને અંતઃકરણ કહે છે. આ ચાર ઈન્દ્રિયો પરસ્પર જોડાઈ ને સમગ્ર શરીરનું અને વિચારોનું સંચાલન કરે છે.

**મન** :- મન વિચારો કરે છે, ક્યારેક પોતાના અને ક્યારેક બીજાના વિચારો વિશે શંકા કરે છે, જાત જાતની ઈચ્છાઓ પણ કરે છે.

**ચિત્ત** :- મનમાં જાગતા વિચાર, સંશય અને ઈચ્છાઓ વિશે ચિત્ત ચર્ચાઓ કરે, જાગેલા વિચાર અને ઈચ્છાઓને સ્વીકારવાનો સંકલ્પ કરે છે અથવા અસ્વીકાર કરી વિકલ્પો વિચારે છે. સ્વીકાર અને અસ્વીકાર વચ્ચે સંઘર્ષ ચાલે છે. ભૂતકાળમાં બનેલી, જાણેલી અને સાંભળેલી વિગતોનું સ્મરણ રાખે છે. અને સમય આવે તેને બહાર પ્રગટ કરે છે.

**અહંકાર** :- ચિત્તમાં જાગતા સંકલ્પ, વિકલ્પ અને સ્મરણ પૈકી કોનો સ્વીકાર કરવો અને કોનો નહીં (ત્યજવા) તેના નિર્ણયોનું સંચાલન અહંકાર કરે છે. જગતના પદાર્થો સાથે મન-ચિત્ત-બુદ્ધિનો સંબંધ સ્થાપે છે.

**બુદ્ધિ** :- ચિત્તમાં ચાલતા સંઘર્ષોમાંથી અહંકારને ધ્યાનમાં રાખી સંશયોને અને ઈચ્છાઓને સ્વીકારવા કે તેમનો અસ્વીકાર કરવો તેનો નિર્ણય બુદ્ધિ-વિવેક-શક્તિ અને વિશ્વાસ શક્તિ કરે છે.

આમ ચાર ઈન્દ્રિયો મળીને બનતું અંતઃકરણ આપણને સૌને જીવંત રાખે છે.

**ચિત્તની પાંચ અવસ્થા** :-

૧. મૂઢાવસ્થા, ૨.ક્ષિપ્તાવસ્થા, ૩.વિક્ષિપ્તાવસ્થા, ૪.એકાગ્રવસ્થા, ૫.નિરૂદ્ધાવસ્થા.

**૧. મૂઢાવસ્થા** :- આ અવસ્થા કામ, ક્રોધ, લોભ અને મોહના કારણે હોય છે. એમાં **તમોગુણ** મુખ્ય હોય છે અને રજ તથા સત્વ દબાયેલા ગૌણરૂપથી હોય છે. જ્યારે ચિત્તની

આવી અવસ્થા હોય છે ત્યારે વ્યક્તિની પ્રવૃત્તિ અજ્ઞાન, અધર્મ, રાગ અને ગરીબાઇ હોય છે. આ અવસ્થા હીન મનુષ્યની છે.

**૨. ક્ષિપ્તાવસ્થા** :- રાગ, દ્વેષને કારણે, આ અવસ્થામાં **રજોગુણ** પ્રધાન હોય છે અને તમ તથા સત્વ દબાયેલા ગૌણરૂપે હોય છે. આ અવસ્થાવાળી વ્યક્તિ ધર્મ-અધર્મ, રાગ-વિરાગ, જ્ઞાન-અજ્ઞાન, ઐશ્વર્ય-ગરીબાઇ વગેરે પ્રવૃત્તિઓ કરે છે. જ્યારે તમોગુણ, સત્વગુણ ને દબાવી તે અધર્મ કરે છે. અને સત્વગુણ તમોગુણને દબાવી દે છે ત્યારે ધાર્મિક પ્રવૃત્તિઓ કરે છે. આ અવસ્થા સામાન્ય સ્તરના સાંસારિક મનુષ્યની હોય છે.

**૩. વિક્ષિપ્તાવસ્થા** :- આ અવસ્થામાં સત્વગુણ મુખ્ય અને રજ તથા તમ ગૌણસ્વરૂપે હોય છે. નિષ્કામ કર્મ કરનાર રાગ-દ્વૈષ, કામ-ક્રોધ, લોભ-મોહ છોડે તો આ અવસ્થા પેદા થાય છે. આ અવસ્થાવાળી વ્યક્તિ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય પ્રવૃત્તિ કરે છે. આ અવસ્થા ઉંચા સ્તરના જિજ્ઞાસુઓમાં હોય છે, જોકે રજોગુણ ચિત્તને વિક્ષિપ્ત કરે છે.

**૪. એકાગ્રાવસ્થા** :- ચિત્તની આ સ્વાભાવિક અવસ્થા છે. એકજ વિષયમાં સદશ્ય વૃત્તિઓ નો પ્રવાહ ચિત્તમાં નિરન્તર વહેતો રહે તો આ અવસ્થા ઉત્પન્ન થાય છે. અને પ્રવૃત્તિમાં તમામ કાર્યો (ગુણોના પરિણામો)નો સાક્ષાત્કાર થાય છે.

**૫. નિરૂદ્ધાવસ્થા** :- આ અવસ્થામાં ચિત્તની તમામ પ્રવૃત્તિ-વૃત્તિઓનો નિરોધ થવાથી મનુષ્ય શુદ્ધ પરમાત્મા સ્વરૂપમાં સ્થાપિત થાય છે.

(...ક્રમશ:)

સંકલન: રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)



# દંડાકારં લલાટે સ્યાત્

...ગતાંકથી આગળ

**મુકુન્દદાસ** :- ગયાં વખતે આપણે સમજ્યાં કે સરખી બે રેખાવાળું એ દંડાકાર. હવે આ સરખાપણાંમાં **સમાનપદ**, એટલે કે સમાનતા દરશાવે છે, જે ભક્તિશાસ્ત્રનું જે વચન છે, તે પ્રમાણરૂપ છે. તિલકમાં આકાર ભેદને કારણે ભાવમાં ભેદ આવી શકે છે. જેમ આકૃતિ શબ્દ સ્ત્રીલિંગ વાચક છે, તે અવયવોની સ્થિતિમાં અર્થ થાય છે. અને તે સ્ત્રીની જેમ ચંચલ, અને કોમળ હોવાથી અન્યના આશ્રયને બતાવતો પોતાના સેવ્યમાં સેવકના દૃઢ રૂચિપણાને પ્રકટ કરી શક્તો નથી એટલાજ માટે અભિપ્રાયને અનુકૂળ ચેષ્ટામાં રહેલો આકાર શબ્દ પુલ્લિંગ છે અને તે પુરુષોના અનન્યપણાને પ્રસિદ્ધ કરતો શ્રીહરિના શ્રીચરણાકૃતિથી જુદો દંડાકાર શબ્દ સેવ્યમાં સેવકના ચિત્તની સ્થિરતા, પ્રતિજ્ઞાપાલનમાં દૃઢતા અને પોતે કહેલું નીભાવવામાં અકૃપણતાનો પરિચય કરાવે છે. હરિપદાકૃતિ શબ્દનો અર્થ પણ વ્યાકરણ વડે દંડાકાર એમ થઇ શકે પણ તે સન્દેહ યુક્ત હોવાથી દંડાકાર એમ જૂદો શબ્દ લીધો છે. આ બાબત વિચારીને *દંડાકાર એ ચરણાકારનું ઉપલક્ષણ છે*, એમ આકરગ્રન્થોમાં કહ્યું છે, અને તે ચરણાકારના સરખુંજ દંડાકાર છે, પણ દંડાકાર તે બે શ્રીચરણના આકારવાળુ છે, એમ પ્રતીતિ થાય છે, એમ જાણવું.

**ચંદનમાસી** :- ઉપલક્ષણ કહેવાનું તાત્પર્ય શું ?

**મુકુન્દદાસ** :- ઉપલક્ષણ કહેવાનો તાત્પર્ય એ છે કે જેમ દંડાકાર તિલક વિષે આપણે પ્રતિપાદન કર્યું, અને પછી ઊર્ધ્વપુંડ્ર તિલકનું પ્રતિપાદન કર્યુ, એટલે કે પોતાનું પ્રતિપાદન કરીને બીજાનું પ્રતિપાદન કરનાર હોવું. આપણે હરિપદાકૃતિ એટલે શ્રીહરિના શ્રીચરણની આકૃતિ, અને દંડાકાર ને સમજ્યા, એટલે કે દંડાકાર દ્વિરેખ છે, તેમ પ્રતિપાદન કર્યું, અને પછી શ્રીહરિના શ્રીચરણની આકૃતિ પણ છે, તેમ પ્રતિપાદન કર્યું. એટલે પોતાનું પ્રતિપાદન કર્યું, અને બીજાનું પણ પ્રતિપાદન કર્યું. જેમ આ શ્લોકમાં આવે છે કે

एकस्य धारणेन स्याद्धरेरङ्घ्रेः पदाकृतिः ।

दण्डाकारं द्वयोरत्र प्रमाणं हि परम्परा ।।

એટલે એમ કે *હે દેવિ! ઉત્તમ ભગવદ્‌ભક્ત, શ્રીચરણાકાર (હરિપદાકૃતિ) અથવા તો દંડાકાર (દ્વિરેખ દંડાકાર-ઊભું તિલક) ધારણ કરે છે.*

ઉપરોક્ત શ્લોક પરથી સરલતાથી સમજાય છે કે શ્રીહરિ-પદ-આકૃતિ અને દંડાકાર (દ્વિરેખ) એમ બન્ને તિલકના સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરે છે. આ બન્ને તિલક વિધિબોધિતપણું- *ધારણ કરે* એ સરખું હોવા છતાં પરબલીય-(પછીથી કહેલું તેજ ખરૂં)પણા વડે અને અભિપ્રાયને અનુકૂળ ચેષ્ટા બતાવવા વડે દંડાકાર તિલક ધારણ કરવું તેજ શ્રેષ્ઠ છે, એમ માનતા શ્રીગોકુલેશના અભિપ્રાયને જાણનારા શ્રીમહાપ્રભુજીએ *લલાટમાં દંડાકાર તિલક થાય*, એમ ઉપદેશ કર્યો છે, એટલાજ માટે *જે અર્થપરક શબ્દ હોય તે શબ્દાર્થ*; એ ન્યાયથી જે સમજાવવાની ઈચ્છાથી બોલાયેલો શબ્દ તે પોતાનાથી પ્રતિપાદન કરાતા તાત્પર્યાર્થને પ્રગટ કરે છે તેમ વિદ્વાન પુરુષો કહે છે. બીજું કરવાથી બીજાની પ્રતીતિ થાય નહીં, એટલે કે ચરણાકાર કરવાથી દંડાકાર, કે દંડાકાર કરવાથી ચરણાકારની પ્રતીતિ થાય નહીં.

આપણે આગળ વધીએ એ પહેલાં બે શબ્દોને ધ્યાનથી સમજવું જરૂરી છે.

પૂર્વબલીય - પહેલાં કહ્યું તે ખરૂ.

પરબલીય - પછીથી કહ્યું તેજ ખરૂ.

એટલે હવે સમજો કે અહીં પૂર્વબલીય અને પરબલીયપણાવડે બન્ને તિલકનો પ્રચાર પરમ્પરાથી થતો હોવાથી પ્રામાણિક છે એમાં લેશ પણ સન્દેહ નથી. ઊર્ધ્વપુંડ્ર તિલક પણ પરંપરાથી વિષ્ણુમતાનુવર્તી ભક્તો કરતાં આવ્યા છે, અને દંડાકાર તિલક પણ શાસ્ત્ર સિદ્ધ હોવાથી અને તે શ્રીમહાપ્રભુજી દ્વારા આજ્ઞાંકિત છે, તેથી તેને કરવામાં પણ કોઈ બાધ આવતો નથી, તેમાં કોઈ સન્દેહ નથી. ઘણાં એમ કહેતા હોય છે કે ઊભું તિલક બે પ્રકારનું

દેખાય છે, તો પણ ભક્તિમાર્ગમાં સર્વ માર્ગોથી વિલક્ષણતાનો અનુભવ કરનારા શ્રીમહાપ્રભુજીનો દંડાકાર કરવાનો ઉપદેશ કરે છે, છતાં પણ ચરણાકાર (હરિપદાકૃતિ-ઊર્ધ્વપુંડ્ર) કરવાનું કારણ એમ કરતાં આજ્ઞા કરે છે કે ચરણાકાર તિલક તે મત્સરરહિત, સમાનદૃષ્ટિવાળા છે, તેથી અને સામ્પ્રદાયિક વિદ્વાનોએ શોધવું જોઈએ.

આપણે શ્રીગોકુલેશના ઘરના સેવકો તો એમ માનીએ છીએ કે અતિદેશ-તે સરખું કરવું તે, ન્યાય પ્રમાણે તે લોકો પરમ્પરાથી તેવા તિલકને જ તેમ દંડાકાર માને છે. પરમ્પરાથી ચાલતી આવતી આ દંડાકાર તિલક કરવાની પરંપરા તે અતિદેશ છે, અને આપણા સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુને પ્રિય હતું, અને પોતે ધારણ કરતાં, તેથી આ તિલકને અતિદેશના ન્યાય પ્રમાણે સરખી રીતે દંડાકાર કરવું.

*શ્રીહરિના એક શ્રીચરણને પોતાના લલાટે ધારણ કરવા વડે તે શ્રીહરિપદાકૃતિ-ચરણાકાર તિલક થાય છે, શ્રીહરિના બે શ્રીચરણને પોતાના લલાટે સૌભાગ્યરૂપે ધારણ કરવા વડે તે દ્વિરેખ દંડાકાર તિલક કહેવાય; બે શ્રીચરણને બે સમાન રેખાઓ દ્વારા અંકિત કરાય છે. આ પ્રકારનું તિલકતો પરંપરાથી (ચાલુ રીવાજ) પ્રમાણ છે.*

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। અથ સ્વમાર્ગીય કર્તવ્ય નિરૂપણમ્।।

अथ श्रीवल्लभाचार्यकृपया विनिरूप्यते ।।

तन्मार्गनिष्ठकर्तव्यं स्वसन्तोषाय सर्वथा ।।१ ।।

હવે શ્રીમહાપ્રભુજીની કૃપાએ કરી, એમના નિજજનોને આનન્દ થાય એટલા માટે જ શ્રીમહાપ્રભુજીના માર્ગમાં જેને નિષ્ઠા છે તેવા જીવોનું કર્તવ્ય સારી રીતે નિરૂપવામાં આવે છે. ૧

सेव्यः कृष्णः सदानन्दो भक्तैकहृदयाश्रयः ।।

तद्भावात्मा तथाभूतसर्वलीलायुक्तः सदा ।।२ ।।

સદાનન્દસ્વરૂપ (અહીં તામસનિરોધસ્વરૂપની વાત કરે છે) માત્ર ભક્તનું જ હૃદય જેને આશ્રય-સ્થાનરૂપ છે તેવા, વળી ભક્તોના ભાવરૂપ, ભાવાત્મક સકળ લીલાઓથી જોડાયેલા એવા શ્રીગોકુલેશનું હમેશાં સેવન કરવું. ૨

अनुरागस्त्रीया लोके श्रवणाद् दर्शनात्तथा ।।

ध्यानादपि च गोपीनां स रागः सहजः सगा ।।३ ।।

લોકમાં અનુરાગ ત્રણ પ્રકારે ઉત્પન્ન થાય છે - ૧.શ્રવણ, ૨.દર્શન અને ૩.ધ્યાનથી. એ અનુરાગ ગોપીઓને સદાય સહજ છે. ૩

तासां यः सहजो रागः स एव भगवानजः ।।

नन्दस्य भवने जातः सुखदानाय भूतले ।।

तत्वरूपं तथा वक्तुं श्रूतयोऽपीह नेशते ।।४ ।।

यतो निवृत्तिर्वचसां मनसा सह रूपिता ।।

किञ्चिदाचार्यचरणप्रसादात्तन्निरूपितम् ।। ५ ।।

(અહીં તો લૌકિક સ્થિતિ નથી, અલૌકિક સ્થિતિ છે, તેથી) એ શ્રીગોપીજનોનો જે સહજ અનુરાગ હતો તે અનુરાગરૂપ જ એવા અજન્મા ભગવાન ભૂતલ ઉપર સુખનું દાન કરવા માટે નન્દના ભવનમાં પ્રકટ થયા. એ શ્રીપ્રભુનું જે સ્વરૂપ તેનું યથાર્થ વર્ણન કરવાને વેદ પણ સમર્થ નથી; કેમકે મન સહિત વાણી એ સ્વરૂપને પહોંચી શકતી નથી એમ (વેદમાં) કહ્યું છે. અહીં હું જે કાંઇ નિરૂપું છું તે માત્ર શ્રીમહાપ્રભુજીની કૃપાથી જ. ૪-૫

अर्थं बुद्ध्वा स्वबुद्ध्यैव मा किञ्चिन्निरूप्यते ।। ५.५ ।।

મારી સમજ પ્રમાણે જ અર્થને સમજીને અહીં મારા વડે કાંઇક નિરૂપવાનો યત્ન કરવામાં આવે છે. ૫।।

गोपीकानामेव भावः स यशोदाङ्कसंस्थितः ।। ६ ।।

यशोदाऽपि च तद्भावरूपैवेति विबुध्यताम् ।।

नन्दस्तदीयास्तद्भूमिस्तद्गृहं तद्वनं च यत् ।। ७ ।।

तदुत्सवस्तथा सर्वं तत्र तद्भाव एव हि ।। ७.५ ।।

જે ગોપીજનોનો ભાવ, તે ભાવ જ યશોદાજીના ખોળામાં સ્થિતિ કરી રહેલ છે (ભાવાત્મક પ્રભુ જ ખોળામાં ખેલી રહ્યા છે), શ્રીયશોદાજી પણ એ શ્રીગોપીજનોના ભાવરૂપ જ છે, એમ સમજો. શ્રીનન્દરાયજી, એમના સગાંવ્હાલાં, એ શ્રીવ્રજભૂમિ, એ ઘર, એ ધન, એ જન્મોત્સવ તેમજ ત્યાં જે કાંઇપણ રહેલું સમગ્ર તે ગોપીજનોના ભાવરૂપ જ છે. ૬-૭।।

सोऽतिगुप्तो बहिः स्थातुं न शक्नोतीति मेलनम् ।। ८ ।।

पूर्वरूपेण नैवीस्ति, ततो भेदनिरूपणम् ।।

उत्पत्तिः केवलस्येति स्पष्टं नैव निरूपिता ।। ९ ।।

એ ભાવ અતિગુપ્ત છે, બહાર રહી શકતો જ નથી; એનો પૂર્વરૂપ સાથે કોઇ પ્રકારે સમ્બન્ધ નથી એટલે જ અહીં ભાવનું પૃથકરૂપે નિરૂપણ છે. ઉત્પત્તિ કેવળ ભાવાત્મક સ્વરૂપની જ છે એ માટે જ એ ભાવોત્પત્તિ સ્પષ્ટપણે કહેવામાં નથી આવી. ૮-૯

अतो हि गोपिकाभावः सामग्रीसहितस्तथा ।।

प्रकटः सन्व्रजे चक्रे लीलां स्वानन्दरूपिणीम् ।।१० ।।

એટલે સર્વ સામગ્રી - પરિકરથી યુક્ત એવા, આ ગોપીજનોના ભાવરૂપ શ્રીગોકુલેશએ પ્રકટ થઇને વ્રજભૂમિમાં પોતાના અલૌકિક આનન્દરૂપ લીલા કરી છે. ૧૦

अवतारचरित्रं यत् पूतनामारणादिकम् ।।

प्रादुर्भूय स्वयं कृष्णः पुनः सर्वं चकार ह ।।११ ।।

પૂતનાને મારી નાખી, તેમજ બીજા અસુરાદિકને માર્યા-વગેરે જે અવતારલીલા, તે શ્રીગોકુલેશએ પોતે જ પ્રકટ થઇને બધી કરી. ૧૧

तदेव रूपितं सर्वं तत्र प्रकरणोत्तमे ।।

*कस्याश्चित्पूनायन्त्या* इति सन्दर्भतस्तथा ।।१२ ।।

દશમસ્કંધના-ઉત્તમ તામસ ફલપ્રકરણમાં कस्याश्चित् पूतनायन्त्याः કોઇ પૂતના બની અને કૃષ્ણરૂપ બનેલી બીજી ગોપીને સ્તનપાન કરાવવા લાગી - એ વગેરે ગ્રન્થસન્દર્ભે કરી એ સમગ્ર અવતારચરિત્ર જ ત્યાં કહેવામાં આવે છે. *સ્પષ્ટ છે કે -અહીં જે ગોપીજનોએ વિરહદશામાં તન્મય બની શ્રીકૃષ્ણલીલા કરી બતાવી તે ભાવાત્મક જ છે.* ૧૨

अतो हि भावरूपत्वं लीलामात्रस्य युज्यते ।।

यथा श्रुत्या गुणद्वाराऽगुणवानपि रूप्यते ।।१३ ।।

तथा भागवतेनापि सहजं तन्निरूप्यते ।।

अवतीतर्णचरित्रेण विभेदज्ञापनं तयोः ।। १४ ।।

આથી કરીને જેટલી લીલા તે બધી જ ભાવરૂપ હતી એમ માનવું જ યોગ્ય છે. વેદમાં એવા કેટલાયે પ્રસંગો છે કે શ્રીપ્રભુ ગુણરહિત હોવા છતાં ગુણો દ્વારા શ્રુતિએ એમને વર્ણાવ્યા છે તે જ પ્રમાણે અહીં ભાગવતજીમાં પણ અવતારચરિત દ્વારા ભાવરૂપ નિરૂપવામાં આવ્યું છે. પરન્તુ અવતારી શ્રીગોકુલેશ અને ભાવરૂપ શ્રીગોકુલેશ વચ્ચે ભેદ છે. ૧૩-૧૪

।। इति श्रीहरिदासोदितं मार्गस्वरूपनिर्णय संपूर्णम् ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## સેવક-વૈષ્ણવો માટે પોતાના શ્રીગુરુદ્વાર-શ્રીગુરુદેવ પ્રતિ સામાન્ય વ્યવહાર

**ધંધો - વ્યવસાય :-**

ખેતી, વાણિજ્ય, ગોરક્ષા અને વ્યાજવટું - આ ચાર વૈશ્યના આધાર છે. તેમાં પ્રથમ ત્રણ ન હોય તો જ ચોથું વ્યાજવટું છે, નહીં તો પ્રથમ ત્રણ માંથી કોઇ પણ જીવનનિર્વાહનું સાધન હોય છતાં વ્યાજવટું (હીનજાતિમાં ધીરધાર, શોષણ વગેરે) કરે તો તે નિંદિત છે, કારણકે વ્યાજવટું અધમ પ્રકારનું પાપ છે.

(શ્રીસુબોધિનીજી-૧૦.૨૧.૨૧)

અર્થ પણ ભગવાન શ્રીગોકુલેશ જ છે. તેનું ગુપ્ત રીતે સંરક્ષણ કરવું જોઇએ. મનુષ્ય તો તેનું જ સંરક્ષણ કરે છે કે જ્યાં નિરંતર તેનું મન લાગ્યું રહે છે. જો આ ગોપનીય અર્થ ( ભગવાન શ્રીગોકુલેશ)ની સંરક્ષામાં એકપણ ક્ષણનો પ્રસાદ થાય તો અર્થ ચાલ્યો જાય છે.

(શ્રીસુબોધિનીજી-૧૦.૪૪.૩૬)

સંપત્તિ શ્રેય છે એ ખરું, પરંતુ ધર્મમૂલક હોય તો. તેનું મૂળ ધર્મ વગેરે છે. સંપત્તિ ધર્મમૂલક ન હોય અને અધર્મથી પ્રાપ્ત કરેલી હોય તો તે ક્ષણમાં જતી રહે છે. ભગવદ્ માયાથી મોહ પામેલો જ આવી સંપત્તિને નિત્ય અને અચળ  માને છે. આવી સંપત્તિ દેખાવ પૂરતી જ સંપત્તિ છે પરંતુ વાસ્તવિક રીતે અર્થશૂન્ય હોવાથી આપત્તિ જ છે. જેમ ઝાંઝવાના જળમાં જળબુદ્ધિની માન્યતા સુખરૂપ હોતી નથી. ઉલટું ગ્રીષ્મમાં દોડાદોડ કરાવનાર દુ:ખરૂપ છે તેમ આવી સંપત્તિ પણ અનર્થના હેતુરૂપ જ છે.

(શ્રીસુબોધિનીજી-૧૦.૭૦.૧૦-૧૧)

વૈષ્ણવોએ હીનજાતિમાં ધીરધાર, શોષણ, વગેરેથી પ્રાપ્ત દ્રવ્યની કમાણી, ઉધાર દ્રવ્ય, અનીતિ, ભ્રષ્ટાચાર, લાંચ-રૂશ્વત, છેતરપિંડી, શાસ્ત્રનિષિધ પદાર્થોના વ્યવસાય, સટ્ટો-જુગાર, વગેરેથી પ્રાપ્ત દ્રવ્ય, શ્રીમદ્ભાગવત કથા-કમાણી (ભગવદ્ નામ વિક્રય), ભગવદ્ સ્વરૂપ વિક્રય, ભગવદ્ પ્રસાદ વિક્રય, ગૌવંશ વિક્રય વગેરે દ્વારા જીવન નિર્વાહ કદાપિ કરવો નહીં.

નિંદા :-

નિંદા એટલે હલકાઇ જણાવનાર વાક્ય. જે શબ્દોથી ભગવાન (હરિ), શ્રીગુરુદેવ (ગુરુ), ભગવદ્ ભક્ત (વૈષ્ણવ)ની હલકાઇ જણાવનાર જ્ઞાન થાય એવા વચનો ક્યારે સાંભળવા-ઉચ્ચારવા નહીં. સાધારણ મનુષ્યની પણ નિંદા ન સાંભળવી-ઉચ્ચારવી. કાન ઢાંકીને ત્યાંથી જ જતો રહેતો નથી તે પોતાની સુકૃતથી ભ્રષ્ટ થઇ અધોગતિને પામે છે. જેમ નામાં સામર્થ્ય નથી તેમનાં સંબંધમાં જ આમ કહેલું છે. જો સામર્થ્ય હોય તો અપસિદ્ધાંતને વિરોધ કરવો અને નિંદકનું મુખ બંધ કરવા પ્રયત્ન કરવો. (જો શક્તિમાન હોય તો ક્લેશ કરાવનારી દુષ્ટ જીભને કાપી નાંખવી અને પછી પ્રાણ પણ કાઢી નાખવા એ ધર્મ છે. એવો સામર્થ્યવાનનો ધર્મ શ્રીભાગવત ૪.૪.૧૭માં કહ્યોં છે.)

(શ્રીસુબોધિની-૧૦.૭૧.૪૦)

**દેવદ્રવ્ય :-**

દેવ-દ્રવ્ય શબ્દ એટલે દેવનો દ્રવ્ય. શ્રીપ્રભુનું દ્રવ્ય. મોટાભાગના આજકાલના પુષ્ટિમાર્ગમાં કહેવાતા હવેલી-મંદિરો હાલમાં ટ્રષ્ટ (ન્યાસ) સંચાલિત બની ગયા છે. તેમજ શ્રીગુરુ આજ્ઞા અનુસાર પણ ચાલતા નથી. આવા જાહેર મંદિરો-હવેલીમાં શ્રીઠાકોરજીના નામે લેવાતી ભેટ-સામગ્રી વગેરે સીધેસીધું જ શ્રીઠાકોરજીને અંગીકાર થતું હોવાથી તે દેવ-દ્રવ્ય બને છે. દેવ-દ્રવ્યની સામગ્રી પ્રભુ આરોગે તે પ્રસાદ રૂપે લેવાથી આપણે પણ અપરાધી બનીએ છીએ. શ્રીમહાપ્રભુજીએ પોતાના શ્રીઠાકોરજીની સોનાની કટોરી ગીરવે મૂકી દેવના દ્રવ્યથી લાવેલી સામગ્રી શ્રીપ્રભુને આરોગાવેલી અને તે પ્રસાદ પોતે અથવા વૈષ્ણવોને ન આપતાં ગાયોને ખવડાવી દીધો હતો એ પ્રસંગ જાણીતો છે. (ઘરૂવાર્તા - ૩), આથી દેવદ્રવ્યનો પ્રસાદ બાધકરૂપ છે. અને ખાનાર મહાપતિત થાય છે.

દેવ-દ્રવ્યનો પ્રસાદ આપણાથી લઈ શકાય જ નહીં. આ સિદ્ધાંત કોઈ નવો પ્રસ્થાપિત કરવામાં આવ્યો નથી. પ્રાચિન તેમજ અર્વાચીન કેટલાક શ્રીગોસ્વામી આચાર્યોના નીચે વચનામૃત ઉપરથી આ સત્યની ખાતરી થઈ શકે તેમ છે :-

આપણે ત્યાં જે સન્મુખ ભેટ થાય છે તે દેવ-દ્રવ્ય છે અને તે સામગ્રીને કામમાં આવતું નથી. શ્રીગોકુલનાથજી અને શ્રીગોકુલચન્દ્રમાજીના ઘરમાં હજું આ નિયમનું પાલન થાય છે. સન્મુખ ભેટ ધરવામાં ઘણો અનાદર થાય છે. શ્રીઠાકોરજી નિમિત્તે કાંઈ મંગાય નહીં કે કંઈ અપાય નહીં. એ રીતે આવેલું દ્રવ્ય દેવ-દ્રવ્ય બને છે. તે લેનારની બુદ્ધિ બગડ્યા વિના રહે જ નહીં.

(નિ.લી.ગો.શ્રીરણછોડલાલજી - રાજનગરના વચનામૃત ૪૮૪-૮૭)

મંદિરોમાં સન્મુખ ભેટ ધરાતું દ્રવ્ય તેમજ ટ્રષ્ટની ઓફીસમાં શ્રીઠાકોરજીના નામે લેવાતું દ્રવ્ય તેને સ્પષ્ટ દેવ-દ્રવ્ય કહી શકાય અને તે દ્રવ્યથી સિદ્ધ થતી સામગ્રીમાં ભગવદ્

પ્રસાદી થયા પછી પણ દેવ-દ્રવ્યપણું તો રહે છે જ. આથી વૈષ્ણવોએ એ પ્રસાદને સમજીને જ વ્યવહાર કરવો જોઇએ. તે પ્રસાદ લેવામાં દેવ-દ્રવ્યનો બાધ રહેલો જ છે.

(નિ.લી.ગો.શ્રીબાલકૃષ્ણજી - સૂરત, વૈષ્ણવ વાણી માર્ચ ૧૯૮૩માંથી)

આપણે પ્રસાદ વેચવાનો ન જોઇએ અને આપણે પ્રસાદ વેચાતો લેવો ન જોઇએ. પ્રસન્નતાથી મળે તે પ્રસાદ કહેવાય. ખરીદેલો પ્રસાદ તે પ્રસાદ નથી; પરંતુ માલ છે. તેમાં કોઇ જાતની પ્રભુની પ્રસન્નતા નથી - ભક્તિની પ્રસન્નતા નથી. તે પ્રસાદ નથી, કેવળ સ્વ-સ્વાદ છે.

(પૂજ્ય ગોસ્વામી શ્રીશ્યામ મનોહરજી, અમૃતનું આચમન - પાન ૧૨૪)

પ્રભુ સન્મુખ ભેટ બુદ્ધિથી જે કાંઇ મૂકવામાં આવે તેનું ગ્રહણ સેવક તરીકે આપણે ન કરી શકીએ. તે દેવનું દ્રવ્ય ફક્ત દેવની વસ્તુ, વસ્ત્ર કે આભૂષણ વગેરેના રૂપમાં એ રીતે ઉપયોગમાં લેવું જોઇએ કે જેથી તે પ્રભુ પાસે જ રહે અને આપણાથી એનો સંપર્ક ના થાય અને ગ્રહણ ના થાય.

પ્રસાદનો સાચો અર્થ છે કૃપા, નહીં કે સમાધાન. વૈષ્ણવોને તો કૃપા અપેક્ષિત છે. વળતરની અપેક્ષા રાખનાર તો વેપારી કહેવાય છે.

(શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્ય ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી-શ્રીસુરેશ બાવા, યથાર્થ)

પ્રસાદ જેવી વસ્તુ સોદાની હરગીજ થઇ શકે નહીં. તેમ કરવાથી તેમાંથી પ્રસાદીપણા નો ભાવ નાબૂદ થાય છે. અને તે વસ્તુ ખોરાકની એક સામાન્ય વસ્તુ બની જાય છે. પ્રસાદની કિંમત નાણાંથી થઇ શકે નહીં. તેની કિંમત નાણાંથી સાંકળી લેવી એટલે તેને લૌકિક વસ્તુ બનાવી દેવી. આવી દુ:ષિત પ્રથાને નભાવી ન જ લેવાય.

(શુદ્ધાદ્વૈત સંસદના સ્થાપક ગો.વા.મોહનલાલ વિ.ગાંધી કૃત પુષ્ટિ પ્રવેશમાંથી)

...ક્રમશ:

સંકલન:- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)

# શુદ્ધાદ્વૈત માર્તણ્ડ

## ।। ગોસ્વામી શ્રીગિરિધરજી મહારાજ।।

શુદ્ધાદ્વૈતમાર્તણ્ડના રચનાર કાશીવાળા ગોસ્વામી શ્રીગિરિધરજી મહારાજનો પ્રાકટ્ય શ્રીમહાપ્રભુજીની દશમી પેઢીએ શ્રીગુંસાઇજીના છઠ્ઠા લાલજી શ્રીયદુનાથજીના વંશ-ગૃહમાં સંવત ૧૮૪૭ના માગસર વદિ ત્રીજને દિવસે થયો હતો. તેઓશ્રીના પિતાશ્રીનું નામ શ્રીગોપાલલાલજી અને માતુશ્રીનું નામ શ્રીકૃષ્ણાવતી વહુજી હતું. તેઓશ્રીની દશ પેઢી આ પ્રકાણે છે.

શ્રીમહાપ્રભુજી (સં.૧૫૩૫) - શ્રીગુંસાઇજી (સં.૧૫૭૨) - શ્રીયદુનાથજી (સં.૧૬૧૫) - શ્રીમધુસૂદનલાલજી (સં. ૧૬૩૪) - શ્રીપ્રદ્યુમ્નલાલજી (સં.૧૬૬૦) - શ્રીવિઠ્ઠલનાથજી (સં.૧૭૧૭) - શ્રીપ્રદ્યુમ્નલાલજી (સં.૧૭૬૨) - શ્રીવિઠ્ઠલરાયજી (સં.૧૭૮૫) - શ્રીગોપાલલાલજી (સં.૧૮૧૦) - **શ્રીગિરિધરજી** (સં. ૧૮૪૭)

તેઓશ્રીએ શ્રીદ્વારકાનાથજી મહારાજ પાસે બ્રહ્મસંબંધ લીધું હતું. તેઓશ્રી શ્રીગોપાલના પરમ ઉપાસક હતા, અને શ્રીગોપાલોપાસનાના પ્રભાવથી તેઓશ્રીએ સાંપ્રદાયિક નિધિઓ મેળવી હતી અને ઘણાં ચમત્કારો બતાવ્યા હતા.

શ્રીગિરિધરજી ઘણા સારા વિદ્વાન હતા. આપશ્રીના સેવ્ય કાશીમાં પધાર્યા પછી સાગરસ્થ નેતાની અટકવાળા શ્રીરામકૃષ્ણ ભટ્ટ શ્રીગિરિધરજીને શરણે આવ્યા. તેઓ તૈલંગ માથુર ભટ્ટ હતા. રામકૃષ્ણ ભટ્ટના સંપર્કમાં શ્રીગિરિધરજીનો વિદ્યાભ્યાસ વધવા માંડ્યો અને આપશ્રીએ અનેક સાંપ્રદાયિક ગ્રંથો રચ્યા. તેમાં નીચેના મુખ્ય ગ્રંથો છે:-

૧. શ્રીમહાપ્રભુજીના બ્રહ્મસૂત્રાનુભાષ્ય ઉપર **વિવરણ** નામની ટીકા. બ્રહ્મસૂત્રાણુભાષ્ય ના અભ્યાસકોને આ ટીકા ઘણી ઉપયોગી છે.

૨. શ્રીગુંસાઇજી શ્રીવિઠ્ઠલનાથજીના વિદ્વન્મણ્ડન નામના ગ્રંથ ઉપર **હરિતોષિણી** નામની ટીકા.

૩. શ્રીમદ્ભાગવત ઉપર **બાલપ્રબોધિની** નામની ટીકા. આ ટીકા પ્રાપ્ત કરવી ખૂબજ દુર્લભ છે. શ્રીભાગવતનો અર્થ સમજવાને માટે પણ આ ટીકા બહુ ઉપયોગી છે. તેથી આ ટીકા ખૂબજ લોકપ્રિય થઇ શકે છે, જો ઉપલબ્દ થાય.

૪. **શુદ્ધાદ્વૈત માર્તણ્ડ** તેના ઉપર રામકૃષ્ણ ભટ્ટની **પ્રકાશ** નામની ટીકા છે. આ ગ્રન્થ ઉપર અનેક વિદ્વાનોએ અલગ અલગ ગ્રંથોની રચના કરી છે, જેમાં **શુદ્ધાદ્વૈતપરિષ્કાર** પ્રસિદ્ધ કરેલાં છે. વે.શા.સં. ભગવચ્છાસ્ત્રનિષ્ણાંત પ્રો. મગનલાલ શાસ્ત્રીજીએ **શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તપ્રદિપ** નામનો ગ્રન્થ રચ્યો. શુદ્ધાદ્વૈત વેદાન્ત બરોબર સમજવાને માટે આ ગ્રન્થ ઘણો ઉપયોગી છે.

૫. **શ્રુતિરહસ્ય**, આના ઉપર રામકૃષ્ણ ભટ્ટની પ્રકાશ નામની ટીકા છે. આ ગ્રન્થમાં શ્રીગિરિધરજી સિદ્ધ કરે છે કે બધી શ્રુતિઓ-સમસ્ત વેદ-શ્રીમહાપ્રભુજીનું જ વર્ણન કરે છે. તેઓશ્રી શ્રીમહાપ્રભુજીને પુરુષોત્તમ માને છે અને એ વાત શ્રુતિરહસ્ય ગ્રન્થમાં સિદ્ધ કરવામાં આવેલી છે. આ ગ્રન્થની રચના પ્રમેયમાર્ગની દષ્ટિથી કરવામાં આવેલી છે. શ્રીગિરિધરજીના કેટલાક વિચારો તો મૌલિક છે.

૬. **ઊર્ધ્વપુણ્ડ્રમાર્તણ્ડ**, આ ગ્રન્થમાં તિલક વિષે સપ્રમાણ નિરૂપણ કરવામાં આવેલું છે.

આ સિવાય શ્રીગિરિધરજી મહારાજએ કેટલાક અષ્ટકો રચ્યાં છે, અને વ્રજભાષામાં ગદ્યટીકા લખી છે.

...ક્રમશ:

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યક્ત બત્રિસ લક્ષણ

## દ્વાવિંશમો લક્ષણ - અસમર્પિત ન લેવું.

અબ દ્વાવિંશમો લક્ષણ કહેત હે. જો વૈષ્ણવ હોય કે અસમર્પિત લેત હે, તે શ્રીજીતેં બહિર્મુખ હોતે હે. આસુરી બુદ્ધિ હોય આસુરી બુદ્ધિ ભયે તે ક્રિયાહીન હોત હે, ક્રિયાહીન તે દરિદ્રી હોત હે, દરિદ્ર તે આચાર હીન હોત હે. આચાર હીન હોય તબ શ્રીજીતે દુરિ પરે. જબ શ્રીજીતે દુરિ પર્યો તબ ચોરાશી ભોગની હોત હે, લક્ષચોરાસી ભોગની પડે. ચોરાશીમેં અતિ કષ્ટ પાવત હે, તાતે વૈષ્ણવકોં એસે યોગ્ય હે જો અસમર્પિત વસ્તુ ન લેની. અસમર્પિત લીયેતે મહાપ્રાયશ્ચિત હે. ૨૨

।। ઈતિશ્રી દ્વાવિંશમો (બાવીસમો) લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## આશ્રયકો પદ

શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

મિલવો વલ્લભહીકો નીકો ।

યાકો રસ મોઈ અધિક સ્વાદ લાગે, ઔર જગત સબ ફીકો ।। ૧ ।।

ઈનકો ચરણકમલ રજ ચાહે, મિટે તાપ સબ જીકો ।। ૨ ।।

શ્રીવિઠ્ઠલપ્રભુ ભજો નિરંતર, ગોકુલપતિ સબહીકો ।। ૩ ।।

*।। શ્રીગોકુલનાથ કી જય ।।*

